ॐ श्री परमात्मने नमः

## પદાલય ચોપાઇ.

સેયપિય ચરિત પુનિત નિત ચિંતવત,
ાસત તાપ ત્રય પાવત અભિમત;
ગુવર રટન કટન ભય ધોખો,
ન મન રંજન * * *

# राम झूंगाळा.

રચનાર

પ્યારેરામ તથા લાધારામ.

પ્રસિદ્ધ કર્તા

લાધારામ અનુજ, પૂંજાધનજી રાજગોર.

વાકી—કચ્છ.

કિંમત—કચ્છી કોરી ૦ાા કિંવા ત્રન આના.

# अर्पणपत्रिका.

સ્વર્ગસ્થ—

## જાડેજા ઠાકોર શ્રી શાંગાજી જેહુજી.

કચ્છપત્રી જાગીરદાર.

---

### છંદ હરીગીત.

કુલ તિલક પલક ન વીસરે આ ખલક તજી ચિત ચોભતો,
જદુકુલ વિષે ઝાહિર જવાહિર સરસ ગુણિયલ સોભતો;
દિલગીર એનાં દર્શ વિન દિન રેન ચેન ન ક્ષણુ દિસે,
શાંગોજી શિવપુર સંચર્યા ક્ષતિજન વિકલ વિરહા નલે. ૧
પરમારથે બહુ પ્રેમ તેમજ નેમ નિજ કુલ ધર્મનો,
સત અસત સમજે સુગ્ન સોધક મારકો સદ મર્મનો,
દિલ દોલતી દાતાર દૂલો અમૂલો મનં ક્યાં મિલે. શાંગોજી૦ ૨
પરીપૂર્ણ સરવે પક્ષમાં વલી દક્ષ લક્ષ અલક્ષનો,
ઔદાર્ય ને ગાંભાર્યતા વલી રક્ષ પ્રીતિ સુરક્ષનો;
આ ભવે દુર્લભ ભેટુ મિલવો વ્યર્થ શોકે શું વલે. શાંગોજી૦ ૩
રૂજ વિરહથી દ્વિજ લધો વ્યાકુલ વિયોગી જ્વાલા જલે,
મમ દ્રષ્ટ એવો નિપુન ન નડયો હે!! વિધિ વસુધા તલે;
શાન્તિ સુખારથ સોધ સંપાદન સુશાંતિ સ્વસ્થલે;
શાંગોજી શિવપુર સંચર્યા ક્ષતિજન વિકલ વિરહાનલે. ૪

અહો! પરમાત્માની શું વિચિત્ર ગતિ કે:—મારા વડીલ બંધુના કૃપાબ્ધી ઠાકોર સાહેબ શાંગાજી જેહુજી પ્રતે પ્રેમોદ-[illegible] ગ્રંથ અર્પણ કરવાની ખાસ લાગણી હતી. તે દીર્ઘ [illegible]ગારથી લઘુ પુસ્તક પ્રસંગે તેઓને આ

દુનિયાની મુસાફરી [illegible] બન્યું તેથી અ-
પંશુપત્રિકા આ સ્થલે દાખલ કરી તે સાથે મમ વડીલબંધુ
શ્રેષ્ઠ દરશાવુંછું.

## ગીતી.

સુખ, દુખ, ભય સંપૂર્ણ, કૃતી રચી છે જગની કરતારે,
પ્રણમું પદતે પ્રભુના, જેની કોઇ ન કળા કળે ક્યારે. ૧

## સોરઠા.

ઉર નિસ્તેજ ઉમેદ, વિસ્વે વિકટ વિયોગથી
તમ તજવાનું ભેદ- ખેદ પામી વર્ણન કરૂ. ૨
સાંગોજી સિરદાર, જાતા-બ્યાધી વિરહની,
કદી ન થાય કરાર, નિસ્ચય કીધલ તે કહુ. ૩
જ્યા જીવન જજમાન, ત્યાં જાવું તન ત્યાગીને;
માટે હુ મજમાન, અનુજ સમજ અવની વિશે. ૪
તે વખ્તે મેં તોલ, એમ કર્યો નિજ અનુભવે;
જેથી વખતાં બોલ, બોલે છે બેભાનમાં. ૫
પણ તે બોલ પ્રમાણ, પાછા પડ્યા ન પાળિયા;
સ્નેહતણો સંધાણ, જેષ્ટબંધુ જાહેર કરી. ૬
બનિયો તેમ બનાવ, એકાંતે જે ઓચર્યો;
લેવાણો નહી લાવ, મનઅમતો મારા થકી. ૭
તુરત થયા તૈયાર, પણ પોતાનો પાળવા;
મન ગમતી મેનવાર "થઇ" શિવપુર સજ્જન સંગમાં. ૮
સોચે સર્વ સમાજ, સન્બંધી સોકાતુરે;
દીરગ વ'ની દાજ, અવની જન અકલાવતી. ૯

## કલાપતી પ્રભા છંદ.

ક્રીરતી સવાયા "

સુજ્ઞમાં શિરોમણી જ્ઞાન મોભતી,
હાય ! શું ઉપાય ! નષ્ટ શ્રેષ્ટ સોબતી. ૧૦
માથું ધૂણિ ધૂણિ હાથ ભોમીયે ગસે;
પ્રિયને વિયોગ જિંદગી વ્યથા જસે;
રોઇ રોઇ લાલ રંગ આંખ આકૃતી,
હાય ! શું ઉપાય ! નષ્ટ શ્રેષ્ટ સોબતી. ૧૧
નાથ ! આ અનાથ ! સાથ હાથમાં ગ્રહે,
એવું આ અમૂલ્ય પુર્ષ નાસ શું રહે;
પાલટી પ્રસિદ્ધ કેમ દૈવ પંગતી,
હાય ! શું ઉપાય થાય જાય સોબતી. ૧૨
રાજકાજના રિવાજ જાણતા ભલા,
ધૈર્યવંત શાંત શ્રેષ્ટ આપતા સલા;
દેસને વિદેસમાં ભલાઇ દીપતી,
હાયશું ઉપાય કષ્ટ નષ્ટ સોબતી. ૧૩
આ બનાવ જોઇ રોઇ છાતી કૂટતી,
લોકમાંહિ શોક શોક ગ્લાનિ ગાજતી;
રંગ રોશનાઇ વ્યર્થ બુજતાં બતી,
હાય શું ઉપાય કષ્ટ નષ્ટ સોબતી. ૧૪

### શાર્દૂલ વિક્રીડિત વૃત.

બેઠા જેહ તરૂ તળે તરૂવરો, તે યાદ કર્તા હસે,
જાતા માર્ગ મિલાપિ જેહજન તે, જાણે સમીપે વસે;
સ્નેહીને સહવાસ ખાસ ગમતો આશા ગણી અંતરે,
આરંભા અરધા વચે રહિ ગઈ, પૂરી ન વિશ્વંભરે. ૧૫
લાધા જેહ પદાર્થ આ જગતમાં, તે નહિ કદી આપણો,
...નં નામ આમ સમજો, કિંવા ગ્રહી થાપણો;
... વાત સી શોકની,

### લલીત.

અરરર! ઈશ્વરા! આ તે શું થયો, ગજબ! હાથથી હીરલો ગયો;
વડીલબંધુની બહુ વેદના! ખલકમાં નહિં પાર ખેદનાં. ૧૨
અરરર! હાયરે! શું હવે થશે, દિવસ દોહલા જક્તમાં જશે,
કમ નસીબથી દૂરરે! કર્યા, મન મનોરથો પૂર્ણ ના સર્યા. ૧૩
અધિક પુત્રથી પાળિયો મને, હવે ન લુંછતા આવી આંસુને,
રૂદન ઝંખતા નેત્રમાં જમી, દુસહ વે દુઃખે દેહડી દમી. ૧૪
નયન અશ્રુના વેગ ચુકીયા, વિરહ વારિધી મધ્ય મૂકીયા,
અરરર! કેમરે પાર પામશું, જન સમાજમાં કેમ જામશું. ૧૫

### સોરઠા.

નિસાસે નરનાર, રડે પડે પ્રથવીપરે,
પીડાતા પોકાર, હાર પામી હરીફો વદે. ૧૬

### સવૈયા.

ઘોર ઘટા સહુ ઓર ચઢી નૃત મોર, મનોહર સોર મચાવે,
દામનીં દોર દમંકી જુકી જલધાર મલાર ગુનીજન ગાવે;
સંપતી છાઈ સંસાર સુસોભિત દંપતીના દિલને હરખાવે,
રૂડી રૂતુ વરષા પણુ મિત્રના વિહતણી તરપા વિલખાવે. ૧૭

### દોહા.

સુયસ જમાવ્યો જગતમાં, તૃષ્ણા તજી તમામ,
શિવભવને સુખ ભોગવે, લાધા લાધા રામ. ૧૮
જે પદને સુરનર યજે, પ્રેમે કરે પ્રણામ,
તે પદ પુરણ પામીઆ, લાધા! લાધા રામ. ૧૯
સંકટ મોચન સર્વદા સમજી કરી સલામ,
તે મયતા પારી પ્રભુ, લાધા! લાધા રામ; ૨૦
પુરણ પ્રેમ પ્રસારતો, આ વેળા ...
માગીગર ...

એ પ્રખ્યાતી પામેલા નામાંકિત તે ઉભય ઉક્ત પ્ર-
માણીક પુર્ષ રત્નની ઇચ્છા નિરવિઘ્નપણે ઇશ્વરાનુગ્રહે પુરણ
થવા, એટલુંજ નહી પણ નિરહ શાસ્ત્રાર્થે તેમની ઉજ્વલ
કીર્તિ અચરવાને પ્રદીપ્ત કરવા તથા સ્મરણાર્થે ઉક્તોચ્ચાર
આ સ્થળે શ્રીરામ ચરિત્રાશ્રીત દાખલ કરીયત કિંચિતસ્નેહ
સેવા બજવી આનંદ માનુંછું.

**દોહા.**

વસુ તત્વ ભક્તિ ઇલા, રૂતુ તિથી શુભ વૈશાખ,
પિત્ર પક્ષમેં મિત્ર યહ, પૂર્ણાંક્તિ અભીલાષ. ૧

લી. હું છું વિરહ વિકલ
**રાજગોર પુંજા ધનજી.**
કચ્છ વાંકી.

---

## અમુલ્ય આશ્રયપત્ર.

## ઉદાર સહૃયસ્થોના મુબારક નામો.

નંબર. **પત્રી—કચ્છ.**

૨ જાડેજા શ્રી પચાણજી શાંગાજી.
૨ જાડેજા લાધાજી શાંગાજી.
૧ કુમાર શ્રી હાલાજી વિ. કાનજી.
૧ કુમાર શ્રી ભગવતશીહજી વિ. પ્રતાતશંગજી.
૧ ઠા. લીલાધર વિ. કાનજી કારભારી.
૧ ઠા. પુરૂષોતમ જાદવજી ,,
૧ વોરા વીશનજી વિ. લાલજી ,,
૨ ઠા. લીલાધર વિ. લખમશી વૈદ્ય.
૧ શોની નાનજી દામજી.

૧ દવે ખીમજી વિ. રવજી.
૧ સોની શંગજી ખેંગાર.

કચ્છ—રતાડીઆ.

૧॥ જાડેજા કેશરીશિંહજી ખેચરજી
૧॥ કુમાર શ્રી ખેગારજી વિ સુમરાજી.

કચ્છ—વઢાળા.

૨ કુમાર શ્રી ચકુભા વિ. મોમાયાજી,

કચ્છ—વાકી.

૧ રાજગોર પુંજાભાઇ ધનજી.

કચ્છ—મોટા આશંબીઆ.

૫ ઠા. ગોપાલજી પુરૂષોતમ.
જાડેજા શ્રી ભોજરાજજી કેશરીશગજી.

કચ્છ—ભુજપુર.

૧ ઠા. ભાણજી માધવજી હા ત્રીકમજી.

કચ્છ—ભોજાએ.

સોની ડુંગરશી વિ. વિશ્રામ,

કચ્છ—છછરા.

૧ ઠા. દેવજી ગોવીંદજી હા રામજી લાલજી.

કચ્છ—બાબીઆ.

૧ બારોટ માદણ, મેગરાજ.
૧ બારોટ ગોવીંદ દાજીભાઇ
૧ બારોટ અજરાજ દાજીભાઇ.

કચ્છ—બગડા.

૧ રાજ્યગોર કાનજી મેગજી.

કચ્છ—દેશલપુર.

૨ ઠક્કર રણછોડદાસ માધવજી વૈદ્યરાજ.

કચ્છ—હાલાપુર.

દવે વલ્લભજી કુંઅરજી શર્મા

બાડંભા—હાલાર.

પંડ્યા દયારામ તુળશીદાસ.

કચ્છ—ટે. ૧

૧ સ્વામી શ્રી

॥ ॐ ॥

श्री गणेशाय नमः

# પદાલય "રામ ઝરોખો."

### દોહા.

વાણિ વિનાયક વિમલ પદ, પદમ પરાગ પવીત્ર;
પ્રનમો મંગલ મોદ પ્રદ, બરનો રામ ચરીત્ર. ૧

### રાગ સોરઠ તાલ પંજાબી ઠેકો.

શંભુ શિવ હર હરદમ જપ જાપ, તાપ ત્રય ટાળસેરે;
દયાળુ ઉમયાવર દાતાર, પ્યાર કરી પાળસેરે. ટેક.
સાખીઃ–સંભવ સ્થિતિ લય વિશ્વની, વર્તાવે વિશ્વેસ;
સચરાચર વંદે સહુ, સેશ સુરેસ દિનેશ. શંભુ. ૧
ગટગટ પ્રગટ પ્રકાશમય, નિગમે નિરખ્ય નિશાન;
સંત મહંત અનંત સિધ, ધરતા નિશદિન ધ્યાન. શંભુ. ૨
ચિદાનંદ ચૈતન્ય ઘન, વ્યાપક વિભુ મહાન;
લાધા લક્ષ ઉરેં ધરી, રટ શિવ શિવ ભગવાન. શંભુ. ૩

### રાગ કલ્યાણ તાલ દાદરો.

શ્રી રઘુ વરં પ્રભુ સુખ કરં પરં,
જયતિ જયતિ જયતિ જાનકીશ ભયહરં. ટેક.
વારિજ વદન કમલ દલ લોચન, સુંદર સ્યામ શરીર;
મધુર હાસ્ય જન ત્રાસ વિનાસન; સુખમા સદન સુધીર. શ્રી. ૧
અવધેશ સુગટ હરં, શિરપર રત્ન જડાવ;
[illegible] વિધ પ્રનમો ભાવ. શ્રી. ૨

સુંદરતા મંદિર સીય સંગે, મનકું લે'ત મોહિ. શ્રી. ૩
અનુજ સહીત હનુમાન ઉપાસે, સુર નર કરતા સેવ;
વેદ પુરાણ વિમલ જસ ગાતા, શ્રી દેવાધી દેવ. શ્રી. ૪
દસરથ નંદન અસુર નિકંદન, ભય ભંજન ભગવંત;
સંત ઉધારણ કષ્ટ નિવારણ, લીલા કરી અનંત. શ્રી. ૫
અજામેલ ગજ ગણિકા આદે, પાપી અધમ અજાણ;
ભાવ કુભાવે નામ કથનથી, પૌં'તા પદ નિરવાણ. શ્રી. ૬
આરાધ્યો મુનિ ઉલટ નામ તવ, પામ્યા પૂરણ ધામ;
મ્લેછ મહાપદ સત્વર પામ્યો, વદતાં વદન હરામ. શ્રી. ૭
નામ પ્રતાપ અપાર વિસારદ, શેષ ન પામે પાર;
ચાર પદારથ દાયક સાહેક, પ્યારેરામ બલિહાર. શ્રી. ૮

## જનકપુરમાં સીતા સ્વયંવર પ્રસંગે પ્રમોદ પ્રવાહ

### રાગ તાલ ત્રતાલ પંજાબી ઠેકો લાવની.

" સૈયર રમીએ સંગાથે માણક ચોકમાંરે, ત્રીવિક્રમના
ખેલમાંના એ રાગે. "

મંડપ મહીપં રચાવ્યું ઉચ્છરંગથીરે. ઉરસીયા સ્વયંવરનું ઉમંગ;
સૈયર રચના રચાવી રૂડા રંગથીરે, સૈયર જડેલ કંચન ખંભ નંગથીરે;
આભા આભારસી અનૂપ અંગોઅંગ. સૈયર રચના. ટેક. ૧
સાખીઃ—મંગલ પ્રદ મિથલાપુરી, લક્ષણ વંતા લોક;
મન ગમતા સુખ માણતા, શાંતિ સર્વે શોક.
સૈયર જનક ભૂપાલે ભલ ચિતવ્યૂં રે
[illegible]ખ્યું જગન ધનુષ મદ ભંગ. સૈયર રચના. ૧
[illegible]ખીઃ—રાજ ભવન રળીઆમણું, મનહર માણક ચોક;
મોતાવર ઓપી ઘણી, થોકી થોકે થોક;
સૈયર સુંદર નંગોની કીધી [illegible] ૨
દેવ નિરખી થત[illegible]

સાખીઃ—નીલમ મરકત નવિન મણી, પાના લાલ પ્રવાલ;
લલીત લતા દ્રુમ વેલડી, પત્ર પુષ્પ ફુલ ફાલ.
સૈયર ફેલી છે સુગંધ ફોરે ફોરતીરે;
લેં'કે ફોફલ શ્રીફલાદિ લવિંગ. સૈયર રચના. ૩
સાખીઃ—લતા સદન મદ મદનનું, હરતી હ્રદે હુલાસ;
સુકપિક સારસ સારિકા, પવને શબ્દ પ્રકાસ.
સૈયર મધુરા બોલે છે ખગ મોરલારે;
કરે ગુંજારવ કુંજ કલી ભૃંગ. સૈયર રચના. ૪
સાખીઃ—રૂષિ મુનિ સુર છબિ છાજતી, સાત પતિ સુંદર વેસ;
ચતુર વદન ગનપતિ ગિરા, રવિ શ્રી બંધુ રમેસ.
સૈયર વાહન ગરૂડ વ્રષ હંસનારે;
સિંગ માતંગ તુરંગ કુરંગ. સૈયર રચના. ૫
સાખીઃ—મિસલ અસલ મન મોહની, વિરચી વિવિધ વિસાલ;
વાજીંતર સ્વર મધુરતા, છાયા રાગ રસાલ.
સૈયર મંડપ પૂરણ પ્રભા પેખતાંરે;
પ્યારે રામ મન રંજન પ્રસંગ. સૈયર રચના. ૬.

## રાગ એજ.

બેઠા મંડપ વિશે બહુ ભૂપતીરે, બલ બુધિરૂપ પ્રાક્રમ વિશાલ;
સૈયર શોભે રામ લક્ષમણ મૂરતીરે, સૈયર સહુથી સુંદર રૂડી આકૃતીરે;
વપૂ વર્ણ કેકી કંઠ મરાલ. સૈયર શોભે રામ. ટેક.
સાખીઃ—ભાટ ભભકથી બોચરે, બિરદાવી નૃપ બોલ;
મળસે ચાપ ચઢાવતાં, સીતા રત્ન અમોલ.
સૈયર જાનકી લાયક વર રામ છે રે,
ગયા જન જોવા રગુ લાલ. સૈયર શોભે. ૧
ગે ન મારી ટેક;

સૈયર વચન વિદેહતણા સાંભળી રે;
લક્ષ્મણના લોચન થયા લાલ. સૈયર શોભે. ૩

સાખીઃ–રીસ કરી રામાનુજે, ફરકે અધર પ્રવાલ;
જનક દેશ ઇક ઝપટમાં પઠવું લઈ પાતાલ.
સૈયર ભુજ બલ ભાખ્યું સભા સાંભળે રે;
બોલે બેધડક દસરથ બાલ. સૈયર શોભે રામ. ૪

સાખીઃ–સનકારે સમજાવીયા, ભાવેથી લઘુ ભ્રાત;
શંભુ કૃપાયે શિઘ થશે, તુરત મનોરથ તાત.
સૈયર રામ રૂખ સુખ ચિત ચોગણોરે;
શાંતિ થયા ફરી ઉચાર્યું ન સ્વાલ. સૈયર શોભે. ૫

સાખીઃ–શ્રીગુરૂ આજ્ઞા સિર ધરી, રામે ગ્રહ્યું કોડંડ;
કડકડાટ કરી કડકાયું, પ્રસર્યો શબ્દ પ્રચંડ.
સૈયર શિવ ધનુ ભાંગ્યો અકસ્માતમાંરે;
ખમાકાર થયા જન જોતા ખ્યાલ. સૈયર શોભે. ૬

સાખીઃ–સુમન વૃષ્ટી સુર વર્ષતા, જામ્યો જય જયકાર;
શશિ વદની સદની સુચી, સુંદરિ સીય સકુમાર.
સૈયર કોકિલ કંઠી ગજ ગામતીરે;
રીઝી રામને સમર્પિ વરમાલ. સૈયર શોભે. ૭

સાખીઃ–રાગ રંગ મરદંગ ધુન, વાજિંતર ઘનઘોર;
ચિત રંજન ચરચા થતી, છલકે આનંદ છોર.
સૈયર પૂરણ કરી મન કામનારે;
પ્યારે રામ પ્રભુ પરમ કૃપાલ. સૈયર શોભે. ૮

"જાઓ જાઓ ન સતાઓ સામલીઆ–એ રાગે."
ચાલો ચાલો વધાવા એ વરને, એ વરને સીતાવરને
ગાતી સુંદરી સુભ ગીત, મન૦
અરચે કુંકુમ૦

નૃત્ય નાટા રત્ન...નિરખી, ...લીન;...
...છે એ...શાભે... ૨
પ્રિય લાધ... ગરજે ...સે ...;
... યાએ ...લો. ૩

... અયોધ્યા શ્રી રામ યુવરાજ પ્રસંગે પ્રશ્નોાદિ.

રાગ તાલ ત્રતાલ.

હવે છેક બની લાચાર એલેકો.

દસરથઃ—મમ વિનય સુણો ગુરૂરાયરે "એ વાર" ટેક૦
ચોથાપ્રણને કેશ કાસીદે, સુચવ્યું શ્રવણ દ્વારાયરે. મમ. ૧
રામને યુવરાજ સોંધ્ર સમર્પે, અંત અવસ્થા કે'વાયરે. મમ. ૨
આપ કૃપાએ મુનિશ્વર મારૂં, સફલ મનોરથ થાયરે. મમ. ૩
પ્યારે રામને યુવરાજની પદવી, નેત્ર થકી નિરખાયરે. મમ. ૪

—o—

રાગ ધનાશ્રી તાલ પંજાબી ઠેકા—ત્રતાલ.

શ્રીગુરૂ કહે અવધેસ ઉર ધરો શ્રીગુરૂ કહે અવધેશ. ટેક૦
આપ મનોરથ છે અનુગામી, અંતર ટાસો અંદેસ. ઉરધરો. ૧
વસવર્તિ છે સુરનર નૃપતી, સા'ય સદા શ્રી મહેશ. ઉરધરો. ૨
લોક હિતારથ લક્ષ વિચાર્યું, થાય વિનોદ વિશેશ: ઉરધરો. ૩
રાજ્યાસન પ્યારે રામ બિરાજે, શ્રેષ્ટ તે દીવસ નરેશ. ઉરધારો. ૪

—+—

રાગ તાલ દીપચંદ.

'મારો પાવન કરીએ પલંગ પ્યાગ પ્રાણનાથ પધારી". એ રાગ.
મચ્યો ઉછરંગ! રગુવર રાજ પ્રસંગે! ટેક૦
...ી સુંદર ગીત,

દાન માન સન્માનથી, બીડ ભૂપ દરબાર;
વેદધુની મુનિ મુખ વદે, જનોચ્ચાર કરે જયકાર! રઘુ.૨
નાટા રામ નવીનપુર, વધતો વિવિધ પ્રકાર;
નરનારી ચિત ચિંતવે, 'કયારે' સુખપ્રદ આવ સવાર.રઘુ.૩
ત્યારે રામ બિરાજસે, સિંહાસન સુખકંદ;
નેણુ નિરખી હરખીએ, 'રઘુકુલ' કૈરવ કાનનચંદ.રઘુ૦૪

—*०*—

## રાગ તાલ દીપચંદ.

"યોગી વેશ બાપૂ આ સીદને ધર્યો—એ રાગ".

દુખી સુર સર્વ સહાય કરો, અહો ! કમલાસન ! કષ્ટ હરો. ટેક.

રાજ્ય પામી રામ અયોધ્યા વસે,
અરેરે ! અમારી ગતી શુ થશે ? દુખી. ૧

દસાનન દુષ્ટ દે કષ્ટ ઘણા,
નથી જતા પ્રાણ બાકી ન મણા. દુખી. ૨

અનાથ થયા ન રે'વાય રહ્યું,
સંતાપનેં શોક ન જાય સહ્યું. દુખી. ૩

વદે વિધી દેવ ! વિષાદ તજો,
ગયું દુઃખ દીર્ઘ દિલે સમજો. દુખી. ૪

કલીયુગ મુકું અવધ વિશે,
તેથી મન ધાર્યું તમારૂ થશે. દુખી. ૫

તજો ત્યારે તાપ વિષાદ હવે,
નિશિચર ને અહ અબલા નવે. દુખી. ૬

——

## રાગ તાલ દાદરો.

"ચાહે તું ધિક્કાર માર પ્યાર-ગ્મ
ઝાવીરે.

અશ્વમા ચલાવી આવીયો ન જાઉ ફાવીને. ટેક૦
પુન્ય શાલી પુરી ભાલી પ્રવેશ ન થાય;
આ સ્થળે કુતર્ક નૃત્ય નહિ સકુ નચાવીને. આવીયો. ૧
પુષ્પ વાટિકા મા નિષ્ટ દૃષ્ટ દાસો દેખુ;
છે કુપાત્ર આજ નાંખુ ફંદમાં ફસાવીને. આવીયો. ૨
ફ્લ સ્વરૂપ ધારિ પ્યારિ ફેરર ને ફેલાવું;
ભક્ષવાથી લાધા લક્ષ હું દઉ ભમાવીને. આવીયો. ૩

—×—

## રાગ તાલ પંજાબી ઠેકો.

"કર કરૂણા જગનાથ રંકપર કર કરૂણા જગનાથ—એ રાગ"

મંથરાં:—રૂચિર રામ બાગત, સુશોભિત રૂચિર રામ બાગાત;
દ્રુમલતા કંજ પ્રફુલાત, સુશોભિત રૂચિર. ટેક.
આલુ અખોડ અનાર અનેરી, કેતકી અંબ કદંબ કનેરી;
નારંગી દાડમ દ્રાખ નવેલી, માલતી જાય ગુલાબ ચંબેલી;
"વાહ! ચંપાની સુંદરતા અને મોગરાની સુગંધ"
સુગંધિત સીતમંદ વહેવાતં. સુશોભિત ૧
મોર મલાર સુવાસ મધુરી, શારિકા હંસ ચકોર મયુરી;
સારસ સુકપિક ભૃંગ ગુંજારે, અંબુ સુધાસમ ફેરયો ફુઆરે;
"અહો! શું! ફૂલવાડીની મનોહર રચના"
લૅાભ્યો ફલ દિલ રંજન દરસાત. સુશોભિત. ૨

———

## રાગ તાલ ત્રતાલ.

"ક્ષત્રી કલંક કેમ લેશરે—એ રાગ".

કૈકૈ:—વૃથા વિપાદનુ કહે તું બિચાર, સહન શી રીતે થશેરે:
અરે આનંદમાં કેમ રડે નાર, સહન શી રીતે થશેરે.૧
મંથરા:—રાણી બહુ હાણી થયો છે અકાજ, શહન શી રીતે થશેરે;
સુત મોશાલેછે રામ પામે રાજ, સહન શીરીતેથશેરે.૨

કૈકૈઃ—મતીમંદ વથા બોલેછે શું ! બોલ, સહન શી રીતે થશેરે;
મારે ભરત ને રામ સમતોલ, સહન શી રીતે થશેરે. ૩
મોતી માલ મેલી ગલે થવા શાંત, સહન શી રીતે થશેરે;
ત્રોડી ત્રછોડી કરે ફુલપાંત, સહન શી રીતે થશેરે. ૪
મંથરાઃ—એવું થાતા તારા પુત્રની શી પેર, સહન શી રીતે થશેરે;
જીવ્યું વથા સુખ રે'વાનું શું ? ઘેર, સહન શી રીતે થશેરે. ૫
ભાવ નહી પૂછે ભરતનું કોઇ, સહન શી રીતે થશેરે;
શોક સેવા કર રાતા પાણી રોઇ, સહન શી રીતે થશેરે. ૬
કૈકૈ—ચૂપ ચૂપ ચેરી બોલે શું વચન ? સહન શી રીતે થશેરે;
નથી ભરતને રામમા ભિન્ન, સહન શી રીતે થશેરે. ૭
રામ ગણે સમતુલ્ય માતુ સર્વ, સહન શી રીતે થશેરે;
ભરત ભાવે ભજે રામ તજી ગર્વ, સહન શી રીતે થશેરે. ૮

—o—

રાગ તાલ ઠેકો.

"મારુ ન લગાડો મારા સમ છે સલુણીરે—એ રાગ"

મંથરાં—શું કહું ! કલેજુ દાઝે કમલાક્ષી માડીરે,
અરર નસીબે બાજી બનેલી બગાડીરે. ટેક૦
આવી તક ગુમાવી દેવાથી ગ્લાની થાવીરે,
સરલ સ્વભાવી! બાવી કરવાની ભાવીરે. શું કહું. ૧
શાંત્યારથે ભાવે ભેટી મંથરાને રાણીરે,
પરસે પ્રવેસ્યો કલી મતી ભરમાણી રે. શું કહું. ૨
લઘો કહે મત ફર્યું ચિત ચિંતા વ્યાપીરે,
ગોઠવણ પૂછે ગેલી ગુરુ રૂપે થાપીરે. શું કહું. ૩

રાગ તાલ ત્રતાલ.

"એલીરે રંભા જાણી જાવા કેમ દઇયે—એ રાગ."

ધારેલી વાત સિધ થવા નિરધારી. ટેક૦

કૈ:—સમજી બેની! સત્વર તારા, મર્મ વાક્યનું જોશ;
લાંબી વાત વિચારી જોતાં, ઉર થાતો અપશોશ. ધારેલી. ૧
સત્ય સૂચના સુંદરિ આપી, કરી કૃતારથ આજ,
આપણને શું ઉગરવાનું, રામ ભોગવે રાજ. ધારેલી. ૨
કહે મંથરા સાંભલ માતુ, અક્કલ આવી આજ,
પાણી પેહેલા પાળ બાંધીએ, ત્યારે સુધરે કાજ. ધારેલી. ૩
કૈકૈ કેછે પ્રાણવલ્લભા!, સખી! સત્ય તવ વાત,
કાલે આપે રાજ રામને, આડી છે એક રાત. ધારેલી. ૪

———o———

## રાગ સીંધુ તાલ દીપચંદી.

"સૈયર શું દુખ દાખવું એ રાગ."

કૈકૈ:—શું? યુક્તિ કરવી હવે, કહે પ્યારી તે પેર;
રાજ ભોગવે ભરતજી, થાયે લીલા લે'ર. ટેક૦ ૧
મંથરાઃ—સુગમ ઉપાય સાંભળો, ભવને આવે ભુપ;
રીસ ધરીને બેસજો, ધરી તન કદરજ રૂપ. શું૦ ૧
મહિપ મનાવે આપને, વચન માગજો ખાસ,
રાજ આપો ભરતને, રામ વસે વનવાસ. શું. ૨
તમને બે વરદાનનું, વચન આપ્યું છે રાય;
મોજેથી તે માગજો, રામ જરૂર વન જાય. શું. ૩
ચૌદ વરસ વનમાં વસે, નિશીચર કરશે નાશ;
ભરત નિકંટક ભોગવે, વૈભવ રાજ વિલાસ. શું. ૪
મંથરા મત ચિતમાં વસ્યો, તજ્યા અલંકૃત છેક;
શોક ભવનમાં સંચરી, ધરી બેઠી દ્રઢ ટેક. શું. ૫

———

## રાગ આશા ગોડી.

દશરથનૃપ:—
કોપ કહો કેમ કીધો? અહો! પ્રિયા! કોપ કહો કેમ કીધો. ટેક.
કોપ ભવન કેમ કૈકૈ! વાસ્યું, લોભે હઠ શું લીધો? અહો. ૧

કઠણ વચન તુને કેણે કીધા ? દારૂણ દુખ કેણે દીધો ? અહો. ૨
તન નવસત શ્રંગાર નિવાર્યા ! પ્યારી ! કે શું પીધો ?અહો. ૩
કે'તો રાયને રંક બનાવું ? કે'તો નૃપ કરૂં સીધો ? અહો. ૪
મૃગનેની ! પિક પન્નગ બેની ! ચિતનું હારદ ચીંધો ? અહો. ૫
મન ગમતું લે માનુનિ માંગી ! ખાંતે વસ્તુ ખરીદો ! અહો. ૬
પ્યારે રામનેં યુવરાજ ઠેરાવ્યું, સત્ય પૂરણ તવ સીધો. અહો. ૭

---

## રાગ તાલ.

"થયા છોરે પતી તેજ પ્યારી તનવા ઉર હસી વરી આજે. એ રાગ."

કેકે:—માગો માંગો કહો કૈકટ મારો, ભૂલ મહીપ મોટા. ટેક.
એ વરદાન કહ્યા વસુધા પતી, તે મળવા મુસ્કેલ;
ગણી પ્યાસા ! નથી આસા ! જતા સ્વાસા ! અભિલાષા !
એળે મુખથી રીઝાવો રસીયા ! અંતરના ખોટા ! માંગો ૧
પ્યાર ધરાવો મારાપર તો, માગુ આપો મોજ;
નહિ દરસો ! ચિત ધરસો, નથી નરસો, પુરી કરસો,
નિજ અબળાની ઉત્કંઠા કિંચિત, છે મનના ત્રોટા. માંગો.૨
પ્રાણ જતા પણ રામ સપથને, તજસો નહિ તવ ટેક;
સમ ખાધા, નથી બાધા, વર લાધા નહિ આધા,
મળવાના પૂરણ મળસે હમણા. વચનો ચિત ચોટા.માંગો ૩
સમ આધારે એ વરદાનો, મળવા મન વિસ્વાસ;
માટે માગું, નથી આગું, ભય ત્યાગું, અનુરાગું
સતસિંધુ ! દ્યો જગ સુયસ અમરપદ તન જલ પરપોટા.માં. ૪
ચૌદ વરસ વનવાસ રામનેં, ભરત ભોગવે રાજ;
એ આપો, જસ ચાપો,. શું વિલાપો ! કિમ નાપો,
આપો તો આપો અમથા કંથા ! વાળો શું ગોટા ! માં. ૫
વજ્ર સરીખા વનીતાં વચનેં, વીંધાણા નરનાથ !
વિલખાતા ! અકુલાતા ! ગભરાતા ! મુરછાતા !

પ્યારે રામ હે રામ કહી થ્યા અચેતન પડ્યો વપુજિમ સોટ્ટા. મા. ૬

## રાગ તાલ દીપચંદી.

" યોગી વેશ બાપૂ આ શીદને ધર્યું—એ રાગે."

**ૠષિપત્નિયો**:—મહારાણી કેકે શું કૃત્ય કર્યું ? ખરેખરૂ જોતા ન-
સીબ ફુટ્યું. ટેક. ૧

મનોરથ વ્યર્થ જરૂર જાણો, ત્રૂટે વાત ત્યાં સુધી કેમ ? તાણો. મ. ૧
જસે વનવાસ શ્રીરામ જ્યારે, સીયા લક્ષમણ થસે જ લારે. મ. ૨
બચે શું કૃપાલ ! નૃપાલ ! ત્યારે, ન ભોગવે ભરતજી રાજ ક્યારે. મ. ૩
અયોધ્યા થવાની અવશ્ય ખાલી, અરે ! બાઇ ! આવી શું ટેકઝાલી. મ. ૪
રૂડા રંગ મો'લે રહ્યું ન જાસે ! અપીરતી વિશ્વ તમારી ગાસે. મ. ૫
રૂષી પત્નિયો કે ભવીષ્ય એ'વું, જતા પ્યારે રામ કલંક લે'વું. મ. ૬

## બનજારાને રાગે.

**ભરત**:—કહો સાચું સુમંત ! સમજાવી, કેણે અવધ અનાથ !
બનાવી ? ટેક. ૧

મોસાળે થતા માન મુકનો ! રાતે દેખ્યું ભયાનક સુપનોરી !
અનરથ ! મચવતી ભાવી ! કહો સાચું. ૧
મમ પિતાનું પ્રાણુજ લીધું, સીયા રામ અનુજ વન દીધુંરી;
ઇ કુણુપી કિમ ઉર ફાવી ! કહો સાચું. ૨
ભયકારી આ ભવનો ભાસે ! પ્યારે રામ વિના ન રે'વાસેરી;
પ્રિય ! જીવન ! મુડી ! ગુમાવી !! કહો સાચું. ૩

## બનજારા રાગે.

**ભરત**:—આ અવધ ઉજાડ કરનારી, ધિક ધિક જનુનીમની તારી. ટેક. ૧

બની બાજી સાજી બગાડી ! લોભે સુખમાં લાય લગાડીરી !
ભવો ભવ કલંક લેનારી !! આ અવધ. ૧
દૈવ તારે ઉદર ઉપજાવ્યો !! મૃત્યુ આપ્યો ન કેમ બચાવ્યોરી !
કર્યો અપજસનું અધિકારી !! આ અવધ. ૨
શઇ જનુની તું જનુની જે'વી ! પણ કરવી નો'તી એ'વીરી;

આતુ મૃત્યુ વિના મારનારી !! આ અવધ. ૩
પ્યારે રામ વસ્યા વનવાસે ! કેવી રીતે રહ્યું આંહિ જાસેરી !!
હામુ હૈડાની હરનારી !!! આ અવધ. ૪
" વિદેશ વાટ જાવું છે આ વાર ગોમલી. એ રાગે." દાદરો."
કૌસલ્યાજીઃ–ભરત ! ભાવી થાવી તે તો ટાલી ના ટલે;
બાપ ! આ વિલાપ તાપ વ્યર્થ શું ? વલે. ટેક. ૧
ભૂપની ક્રીયા કરો પ્રજાની પાલના;
કોઈનું ન વાંક ટાંક આંક ભાલના. ભરત. ૧
રામના છો આપ કૃપા પાત્ર સર્વથા;
વારિ વીચિના વિલાસ ભિન્ન ના યથા. ભરત. ૨
રામ માતુ સરલ સુખદ મૃદુલ બોલતા;
પ્યારે રામ પ્યારમાં તલીન સૌ થતા. ભરત. ૩

રાગ ઉપર પ્રમાણે.

શ્રીગુરૂવાસિષ્ટઃ–ભોગવો ભરત ! રાજ સૌની સંમતી;
આપ ! માતુ વાક્યથી બંધાણા ભૂપતી. ટેક. ૧
તાત આપ્યું રાજ પ્રિય પુત્ર જેહને;
રાજગાદી બેસવું અવસ્ય તેહને. ભોગવો. ૧
જો ન આપ ! ભોગવો સ્વતંત્ર રાજને;
રામ રાજ જાણી પાલીયેં સમાજને. ભોગવો. ૨
શ્રીગુરૂ વાશિષ્ઠ બોધ શ્રવણ સાંભળી;
પ્યારે રામ પૂર્ણ પ્રેમમાં વતી મળી. ભોગવો. ૩

રાગ કલ્યાણ તાલ દાદરો.

"મંગલકર ભવ ભયહર જય ઉમાપતી. એ રાગે."

ભરતઃ–રામ વગર ધામ નગર સુન્ય દીસતા;
સુખ સમાજ વ્યર્થ રાજ શ્રી પ્રભુ જતાં ! ટેક. ૧
અરરરર ! ઉતપાત તત્ત સ્વર્ગ સચર્યા !!
રામ ! સીય ! અનુજ ! પ્રિય અરણ્ય પરવર્યા !!

એ અકાજ આજ મારી માતુ આદર્યો ! !
લીધો, દીધો, કીધો, શું થવું, ક્યાં જવું,વિલખવું,પ્રાણના જતા.રા.૧
અનરથનું મૂલ દૈવ ! સ્થુલ આ ગડયું ! !
ચતુર વદન ! તેથી તદન કષ્ટ નીવડયો ! ! !
કલેશ દેશ દેશ માંહી જોસથી ચડયો ! ! !
થાપ્યો, આપ્યો, વ્યાપ્યો, કર્યું ન જાય, સર્યું ન જાય, રર્યું ન જાય
હાય જીવતા. રામ. ૨
ચાલ જીવ ! હાલ લાલને નિહાળવા ! ! !
પ્યારે રામ બેઠી કોટી કષ્ટ ટાળવા ! ! !
આ અસાધ્ય વ્યાધીની નથી અવર દવા ! ! !
એ'નું, રે'નું, સે'નું, દુખ જસે, સુખ થશે, પુરવસે, અવધ આ-
વતા. રામ. ૩

## રાગ તાલ દીપચંદી.

" સૈયર સું દુખ દાખવું, "તથા ઇંદ્રસભા. એ રાગે, "
ભાવ ભરતનું ભાલીને, સુખીઓ અવધ સમાજ;
ચિત્ર કોટ ભણી ચાલીયા, રઘુવર દરસન કાજ. ટેક. ૧
રક્ષક જનપુર રાખીને, ચાલ્યો સગળો સાથ;
સંગ નિમિત સુખ ગોઠવ્યા, અગ્રેસર મુની નાથ. ભાવ.૧
ચાતુક સ્વાંતિ ચિંતવે, વદતો પિયુ પિયુ વાણ;
ચતુર ગણો એમ ચિંતવે, જપતા જીવન પ્રાણ. ભાવ. ૨
મારગમાં આવી મિલ્યા, રીતથી ગો રાય;
પ્રેમ પરસ્પર ઉપનો, રઘુવર સુજશ ગવાય. ભાવ. ૩
આનંદે આવી મલ્યા, હેતે રામ હજૂર;
નિરખી હરખ્યા નાથને, દારૂણ દુખ થયા દૂર. ભાવ. ૪

રાગ:— " રાગ મહાડ તાલ ગજલ. "

સ્વર્ગે તાત ! સધાવ્યા રે, સંસારે સંતાપ ! ! ! ટેક. ૧
શું ધાર્યુંતું શું થયું ! ! રહી અધૂરી આસ ! !

દિવસો જાવા દોહેલા ! વસવું ક્યાં જઇ વાસ ? ! સંસારે. ૧
પ્યાર પિતાનું સાંભળે ! કાળજડું કંપાય ! !
વિરહાનળ વપુ જારતો ! જારૂ નવ જંપાય ! સંસારે. ૨
મહિપત મુખ મેડો થવા ! હતી હૈયામાં હામ !
કામ ન આવી કલ્પના ! થયો વિધાતા વામ ! સંસારે. ૩
પ્યારે રામ વિલાપથી ! કરતા સૌ કલ્પાંત ! !
બહુ પ્રકારે બોધતા ! શ્રીગુરૂ કરતા શાંત સંસારે ૪

---

"વિદેશ વાટ જાતુંછે આ વાર ગોમની એ રાગે." **તાલ દાદરો.**

**શ્રીગુરૂવઃસિષ્ટઃ**—શાંતિ શાંતિ શાંતિ ! બાપૂ શાંતિ ! ! રાખીએ;
શિવ ! શિવ ! સુખધામ ! નામ મુખથી ભાખીએ. ટેક. ૧
સોચવાને યોગ્ય ભૂપતી કદી નથી;
કીરતી છવાઇ સ્વર્ગ વાસ્યું પુન્યથી; શાંતિ ! ૧
જીવી જાણ્યું તેમ ભૂપ જાણ્યું છે મરી;
પ્રીતની પ્રતીત રીત કીધી પાધરી. શાંતિ. ૨
જેહના સુયસ લોક બૌ વખાણતા;
મૃત્યુ પામીઆ છતાં તે પ્રાણી જીવતા. શાંતિ. ૩
જે મદાંધ વિશ્વમાં અકીર્તિ પામતા;
જાણવા તે મૃત્યુ રૂપ જીવતા છતા. શાંતિ. ૪
શાસ્ત્ર વાકય એ વિચારી શોક ત્યાગવો;
રામ લક્ષ આપો જેમ થાય ઉત્સવો. શાંતિ. ૫
શ્રીગુરૂ હિતોપદેશ ક્લેશ ટાળીઓ;
પ્યારે રામ પુર જવા પ્રસંગ ચાલીયો. શાંતિ. ૬

**રાગ તાલ કવ્વાલી તથા લાવની.**

"કારી ઘટા કોય વિનકારી મોલોંમે તલપ રહીનારી. એ રાગે."

**ભરતઃ**—મમ વિનય કૃપાળુ ! સ્વીકારો, અવધે અવધેશ ! પધારો. ટેક.
સૂના આપ વિયોગે સ્વામી ! પુરવાસી અંતરજામી !

વપુ ક્ષીણુ વિપતમાન ખામી, નહિ ચિત ચેન,
દુખી દિનરેન, શ્રવે જલ નેન, કથા જનવારો, અવ. ૧
વનવેસે વસ્યા વનવાસે, નિરાધાર સમાજ નિરાસે;
જગજીવન જીવન ! જાસે, અભાગી અનાથ;
અમે રઘુનાથ, અહો જટ હાથ, સાથ દુખીઆરો. અવધે.૨
કરૂણાસિંધુ ! સુખકારી ! અવતારી ! અવધ વિહારી !
પ્યારે રામ ચરણુ પરવારી, ભરત કહે એમ;
કરો પ્રભુ તેમ, ધર્મ રહે જેમ, વિનોદ વધારોરે. અવધે. ૩

---

" મધુર સ્વર ક્યાંથી આ સંભળાય એ રાગે. "
કાસીદઃ-મિથલેશ ! પધારે મહારાજરે ! " એ વાર " ટેક. ૧
અવધ ઉપર અવદશા વિલોકી, અંતર ઉઠી દાજ રે ! મિથ.૧
વ્યાકુલ દિલ પલ પલ વિલખાતા,શોકાતુર સજી સાજરે. મિ.૨
લાધા રામપ્રતે કાસીદ કે છે, આવ્યો સમીપ સમાજરે. મિ. ૩

---

## રાગ પીલુ તથા સીયાનો કાનરા વીગેરે.

રામ નૃપજનક પધાર્યો, કરી લૌકિક પ્રિય વાકય ઉચાર્યો.ટેક.
ી પરસ્પર ભાવ જણાવ્યું, દૈવ ! અરે ! દુખ દુર્ગ ચણાવ્યું.રા.૧
મદ ગિરીની મનહરતાઇ, સ્વર્ગ થકી સતગુણી સુખદાઇ. રામા. ૨
વૈભવતા જન મન ભાવી,ચિત રંજન પ્યારે ચરચા ચલાવી.રા. ૩

---

## દોહા.

શશિ રસ સર વસુ સાલમેં, કૃષ્ણ પંચમી પોશ;
મંગલ પૂરન ગ્રંથ યહ, દિલ રંજન નિરદોશ.

# નવી ઝાહેર ખબર.

બાધી પરવીજથી વનસ્પતીની ચડેલી ફોજ વાંચો અને મિત્રોને વંચાવો અમુલ્ય જીંદગી આરોગ્ય કરી આનંદોફગારની આવસ્યકતા હોય તો

☞ વાપરો ! વાપરો !! વાપરો !!!

આ અમારી અમ્નતોપધી.

## "બાલ-બત્રીશી"

બાળકોને મારફીઆ "અફીણ" આપી બદફેની કરવાનો રીવાજ ગૂર્જર ભોમી મા બલકે કેટલાંક પ્રથકોમાં મજબુતી પામેલો છે. એ બિના સર્વ આર્ય બંધુ અને આર્ય મહીલાના ધ્યાનમાં હશેજ ઉક્ત વ્યસ્ન મુકાવવાની મુશીબતથી મુક્ત થવું હોય અને આફત ઓળંગવી હોય તો વાપરો આ અમારી "શાગઠી" અનુકુળ ન પડે તો પૈસા પાછા. કીમ્મત કોરી ૧.

## "જ્વરારી ચૂર્ણ"

આ ચૂર્ણમાં વધારે તીખાસ કે કડવાસ કિંવા કયુનાઇન નો ભાગ બીલકુલ નથી માત્ર ત્રણ દિવસ સેવન કરવાથી સીતજ્વર વિગેરે તમામ જ્વરોને નાબુદ કરવામાં વજ્રલેપ તુલ્ય છે કિમ્મત તોલા ૧ ના આના ૪.

## "વિસુચીકાપર વિજય ગુટીકા"

બકારી (કોલેરા કિંવા મહામારી) ના દરદ ઉપર આ મારી ગુટીકાએ કેટલોક જય મેળવ્યો છે એ વાપર્યા બાદ ખાતરી થશે. ગોળી ૨૫ ની ડબી ૧ કિ. કો. ૧.

## "ચોસઠ પહોર ખરલ કરેલી પીંપર."

કફનાં દરેક દરદપર કૃસાનું રૂપ ભોગવનાર હરેજ એ હરેક આયુર્વેદ વેત્તા આર્યબંધુઓના હૃદયાલયમાં બી રોપાયલું હશે. તોલા ૧ ની કી. કોરી ૫.

## "અનંગોત્તેજતી ગુટીકા"

વીર્ય અને ગયેલું પુરૂષત્વ ફરી પૂર્વ દિશાથી વિશેષોત્તેજની પામે. કિ. ગો. ૨૫ ની કો. ૨.

"બાળા ગોળી સુધારા વધારા સાથે"

પ્રત્યેક સો એકની ડબી કિમ્મત કોરી ૧.

## "વાતારી ચૂર્ણ."

કેટલીએક જાતનાં અજીર્ણ જેવાં કેઃ—ઉદરમાં ભરાઈ રહેલું સ્નાયુ, સૂળ, પાણીની અત્રમતા, અપાનમાં અટકાયત વિગેરે વિગેરે વાયુથી ઉત્પન્ન થતા રોગો રૂપી વ્યાલ અમારા ચૂર્ણરૂપી પંચાનનની પધરામણી થતાં તન ભૂનીનો ત્યાગ કરશેજ. ઓંસ એકના આના ૨.

## "અંબકાંજન ઉર્ફે સ્વેત સૂરમો."

નેત્ર નિર્ઝર્ણાં દ્રષ્ટી મંદતા, નિશી અંધ તથા દર વખ્તે નીકળતું મળ ચક્ષુ સ્થિરથી પડતાં ઝાંઝવાં વિગેરેના અંધકારપર આ અમારા અંબકાંજના દીત્યોદય થતાં ઉક્તતમ નાશ પામે તેમાં નવાઈ શી. તોલા ૧ ની કોરી ૪.

## "રેચક-પીલ્સ."

નાડીઓમાં ભરાયલો ખરાબો કૃમી વિગેરેને મજકૂર સ્થળેથી ખેંચી શરીર સ્વચ્છ ને આરોગ્યના ઉપજાવે છે સદરહુ રેચ અવસ્થાવાન તેમ શિશુ (બાળક)ને આપવા નિર્ભય રહેવું. કીં. ગોળી ૨૫ ની ડબી ૧ ની કોરી ૨.

## "દરાજ દુસ્મન."

આ અમારૂં અર્ક ત્રણ દિવસ લગાડવાથી તેનાં નામ મુજબ ગુણ બતાવવામાં પછાત પડવાનો નથી ઓંસ ૧ ની આ. કી. રૂ. ૦॥

## "ત્વચા તેજવર્ધક" મલમ."

ખજોળી, પિત, ખરજૂઓ, વિસ્ફોટક વિગેરે વિગેરે. પિતથી ઉત્પન્ન થએલા તમામ દરદોપર અનુકૂળ પડશે. ઔં. ૧ કિ. કો. ૦।।

૧ વિશેષ વિજ્ઞપ્તી:—સરટીફીકેટો આપી ડોળ બતાવવા દૂરસ્ત ધારતો નથી.

૨ જે દવાની કિમ્મત રૂપીઆના ભાવથી આપી છે તે હુંડી મુજબ લેશું.

૩ અરધા આનાની ટીકીટ મુકવાથી નમુનો મફત મોકલવામાં આવશે.

૪ એ સિવાય ચહાય તે રોગનો ખુલાસો મગાવનારે રીપ્લાઇ કાર્ડ લખવું.

| | |
|---|---|
| રાજગોર પુંજાભાઇ ધનજી | આયુર્વેદાનું રાગી |
| | ઠક્કર લીલાધર વિ. લખ |
| કચ્છ વાંકી પોષ્ટપત્રી | શી વૈદ્ય કચ્છ પત્રી. |



# જાહેર ખબર.

| પ્રત્યાંક. | નામ. | રૂ. |
|---|---|---|
| ૧ | દેવા વિલાસ ભાગ ૧ લો ( દેવીદાન પ્રણીત ) | |
| ૨ | દેવા વિલાસ ભાગ ૨ જો, „ | |
| ૩ | પદાલય પ્રથમ ઝરોખો (ઉક્ત કવિ તથા પ્યારે-રામ ) | |
| ૪ | પદાલય જૂગલ જરોખો ( પ્યારે રામ પ્રણીત) | |
| ૫ | છપનીઆ કાલની ઉત્પત્તિ અને ગૌરક્ષાણ્ય. | ૦-૮-૦ |
| | હવે છપાસે નીચેને સરનામે નામ નોંધાવો. | |
| ૬ | પદાલય મુક્ત જરોખો ( પ્યારેરામ પ્રણીત ) | ૦-૪-૦ |
| ૭ | દેવાવિલાસ ભાગ ૩ જો ( દેવીદાન પ્રણીત ) | ૦-૪-૦ |
| ૮ | અષ્ટાદશી ગીતાનું કવિતારૂપ ભાષાંતર. | ૦-૧-૦ |
| ૯ | પોપટ પચ્ચાશી ( ખટચક્ર નિરૂપણ ). | ૦-૧-૦ |
| ૧૦ | નીતિ સતક સમ શ્લોકી ભાષાંતર. | ૦-૧-૦ |
| ૧૧ | ૐકાર એકત્રીશી ( પ્યારેરામ પ્રણીત ). | ૦-૧-૦ |
| ૧૨ | સ્નેહ છવીશી ( પ્યારેરામ પ્રણીત ). | ૦-૧-૦ |
| ૧૩ | ગુહાર્થ દર્પણ ( પ્યારેરામ પ્રણીત ). | ૦-૧-૦ |
| ૧૪ | શિષ્ય ગુરૂ સંવાદ પ્રસ્નોતર સતકાનુ. | ૦-૧-૦ |
| ૧૫ | પદાબ્ધી ત્રણશો પ્રષ્ટનું મોટું સાહિત્ય ગ્રંથ. | ૧-૦-૦ |
| ૧૬ | વ્યભીચારી દોષ દર્શક (લાધારામ વિરચિત. | ૦-૨-૦ |
| ૧૭ | નાગ કન્યા-નાટક ( ) | ૦-૨-૦ |
| ૧૮ | રામગીતાનું કવિતારૂપ ભાષાંતર. | ૦-૪- |
| ૧૯ | મેગ-મુકરર | ૦-૨- |

હરીજનોનો કૃપાભીલાષી વિરજી વિ. ...

નોટપેડ કાગળ લેવામાં આ...